વીરશાસન તા. ૬-૫-૨૭ નો વધારો.

શ્રી

# રાજનગર દિક્ષા મહોત્સવ.

બાળબ્રહ્મચારી બાઇ મનુબાઇની

## દિક્ષાનો પ્રસંગ.

પ્રયોજક,

કવિ રસિક,

ઝવેરી ચીમનલાલ પોળશાહજી.

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન શ્વેતાંબર સત્કાર સમિતિ તરફથી

શા. અમરતલાલ કાળીદાસ.

ઠે. શાનમહેતાની પોળ,—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૮૩. — સને ૧૯૨૭

અમૂલ્ય.

# વિજ્ઞપ્તિ.



આ દિક્ષા મહોત્સવ લઘુવયી બાળબ્રહ્મચારી ભાઇ મનુભાઇ કેશવલાલ કે જેઓ શ્રી શામળાની પોળના રહિશ છે તેમની દિક્ષા નિમિત્તે રચવાની મને ઉત્કંઠા થઇ. આ શામળાની પોળ ખરેખર રત્નગર્ભા છે એમ કીધાવિના તો ચાલશેજ નહિ, કારણ કે શાસન પ્રભાવક પંડિતપ્રવર શ્રીમત્ પદ્મવિજયજી મહારાજ કે જે પણ બાળ બ્રહ્મચારી હતા અને તેર વરસની લઘુ વયમાંજ જેણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી તે પણ આ શામળાની પોળના જ રહીશ હતા. આ મનુભાઇની વય પણ પંદર વરસની છે, અને તેઓ પુણ્યશાળી પણ ખરા, નહિતર આ વયમાં તેમના માતા પીતા વિગેરે સ્વજનો ઉત્સાહ ભેર સમત્તિ પણ કયાંથી આપે ! આ ભાગ્યશાળી યુવક આ વૈશાખ સુદ ત્રીજ ( અક્ષય ત્રીજ ) નાં દિવસે શ્રીમતિ પારમેશ્વરી પ્રવ્રજ્યા ગ્રહણ કરનાર છે, તેમની સંયમ ભાવનાની અનુમોદના કરવાનો અંતરમાં ઉલ્લાસ જાગતા, શ્રી દિક્ષા મહોત્સવના વરઘોડામાં ગાવા લાયક કેટલાક ગીતો રચી આ નાનકડી ચોપડી મેં તૈયાર કરી છે, કે જે સંયમરાગી સજ્જનોને અત્યંત આહ્લાદજનક થઇ પડશે. અસ્તુ !

ચૈત્ર વદ ૧૩, } લી.
અમદાવાદ. } કવિ રસિક.



# દિક્ષા સંમતિ પ્રદાન ગીત.

માતાજી તુમે ધન્ય ધન્યરે—એ દેશી.

સખી ધન્ય દિવસ ઘડી આજરે,
તમે કીધું અલૌકિક કાજરે,
ગુરૂવાણી શ્રવણ કરી જાણીરે,
જિન દિક્ષા ફર્જ પીછાણીરે. ૧
ધર્યો બાળક શ્રી ગુરૂ ચરણેરે,
તે જાશે સંયમ શરણેરે,
એ સંયમ જગ ઉપકારીરે,
વળી મોક્ષ નગરની બારીરે. ૨
ગત કાળે ઘણાએ લીધુંરે,
લઈ આતમ કારજ કીધુંરે,
જે લે તે સહેજત જાણુંરે,
અન્ય અજ્ઞ વૃથા હઠ તાણુંરે. ૩
જિન ચોવીસ ને વર્ધમાનરે,
વળી ગણધર મુનિ ગુણવાનરે,
સહુ સંયમથી પૂજાયરે,
સંયમ ઈચ્છિત સુખદાયરે. ૪

સંયમથી મહા સંતોષરે,
સંયમ શાન્તિનો કોષરે,
સંયમ ક્રુર કર્મ હઠાવેરે,
સંયમ નિજ ગુણ પ્રગટાવેરે. ૫
સખી એ સંયમના રાગીરે,
તમે દંપતી મોહને ત્યાગીરે,
કરી શ્રેષ્ટ પ્રતિજ્ઞા ભાવેરે,
" ભલે પુત્ર તું મુનિવર થાવેરે. " ૬
ગુરૂ રામ વિજય ગુણ દરિયારે,
રગ રગ સંયમ રસ ભરીયારે,
એ શ્રી જિન શાસન ધોરીરે,
દે દિક્ષા જન મન કોરીરે. ૭
ઉપદેશ અજબ વરસાવેરે,
ભવિ ચાતક મન હરખાવેરે,
એ ઉત્તમ સદ્ગુરૂ પામીરે,
તુમ પુત્ર થશે જન સ્વામીરે. ૮
સહુ માત પીતા તુમ જેવારે.
નિજ વત્સને સંયમ દેવારે,
ઘેર ઘેર ઉમંગી થાવેરે,
તો દિક્ષા રસિક દીપાવેરે. ૯

# દિક્ષા માટે પયાણનું ગીત.

---

મહારૂ સાજન દેખીને વેવઇ બી ગયો-એ દેશી.

---

આજે ઓચ્છવ રંગ વધામણા,
રૂડા મંગળ ગીત ગવાયરે. મુનિ વંદીએ.
તજી મોહ નરેંદ્રની સેવના,
મનુ સંયમ લેવા જાયરે. મુનિ વંદીએ. ૧

નિજ આશ્રિત પલટયો દેખીને,
મોહ રાજા ઘણું ખીજાયરે. મુનિ વંદીએ.
જેથી સર્વ કુટુંબ ભેળુ કરી,
પૂછે શું કરવો ઉપાયરે. મુનિ વંદીએ. ૨
પેલો ધર્મ લુટે ધન માહરૂ,
એતે કેમ કરીને ખમાયરે. મુનિ વંદીએ.
તમે આપો સલાહ હું શું કરૂં,
ઘડી એક ધીરજ નહિ થાયરે. મુનિ વંદીએ. ૩

તવ મોહ સેનાપતિ ઉચરે,
નથી સાહેબ કાંઇ ઇલાજરે. મુનિ વંદીએ.
મને લાગે સમય પ્રતિકૂળ છે,
માટે સાચવવી ઘટે લાજરે. મુનિ વંદીએ. ૪

ઝાંઝ લેવા જતાં દેવા થશે,
નથી અવસર આપણો હાલરે. મુનિ વંદીએ.

જાણી બુજી મરણુ કોણ નોતરે,
જેમ વાનર ચૂકે ફાળરે. મુનિ વંદીએ. ૫

બલભલાને ભૂપર નાંખતો,
શૂરો કામ કુંવર મારહારરે. મુનિ વંદીએ.

વિષે સુખ એ પણ પાછો વળ્યો,
પછી અન્યતણા શા ભારરે. મુનિ વંદીએ. ૬

સુણી સૈન્યપતિ શીખ શોચતાં,
લગી મોહ ભૂપતિ મનં હાયરે. મુનિ વંદીએ.

મારૂ સૈન્ય સકળ નિર્બળ દીસે,
ત્યારે દુશ્મન કેમ જીતાયરે. મુનિ વંદીએ. ૭

એમ ચિંતે બળાપો બાપડા,
પડયા મોહ વિવશ જે દીનરે. મુનિ વંદીએ.

કેઇ ધર્મ 'રસિક' હરખે ઘણાં,
બની સંયમ રસમાં લીનરે. મુનિ વંદીએ. ૮

---

# દિક્ષાના વરઘોડાનું ગીત.

સખીઓ નિજ નિજ રીતિ ધર્મ સદા સંભાળીએરે—એ રાગ.

સહીયર દિક્ષાનો વરઘોડો આ દીપે અતિરે,
જેહે નિરખી શુભીજન મનમાં બહુ ખુશ થાય,
બાળકુંવર મનુભાઇ સંયમ લેવા સંચર્યારે,
લઘુ વય દેખી કંઇક જનોને આશ્ચર્ય થાય,
પુરા પુન્ય ઉદયથી અવસર આવો પામીએરે ૧

સાખી—પૂર્વકાળમાં બહુ થયા, આવા ધર્મ પ્રસંગ;
પણ આ સમયે દેખીઓ, આવો સંયમ રંગ.
જેના માત પીતાએ શાસનને શોભાવીઉં રે,
લઘુ વયમાં ગુરૂ ચરણે અર્પણ કીધા બાળ—પુરા. ૨

સાખી—આ સંદેશો સાંભળી, ધર્મ પ્રેમી હરખાય;
સામૈયું શણગારવા, ભક્તિ સહિત બહુ આય.
ફુલ્લડ અક્ષતેથી સ્વામીના લાવ્યા હોંશથીરે,
આવે મીઠા સ્વરથી ગરજે બેન્ડ શ્રીકાર— પુરા. ૩

સાખી—ગાડી મોટર પાલખી, હય ગય ભભકદાર,
આગળ નોબત ગડગડે, પિછે ચલે અસ્વાર,
આવા ધર્મ કાર્યમાં ભાગ લીએ બહુ ભાવથીરે,
જૈન સ્વયંસેવક મંડળને છે ધન્યવાદ— પુરા. ૪

**સાખી**—શ્રેણિકરાયે ઉજવ્યો; દિક્ષા મહોત્સવ સાર;
શાલીભદ્ર સંયમ લીયે, આપ બન્યો છડીદાર.
ચાલે અશ્વ ચઢીને નેકી વચન ઉચ્ચારતોરે,
આવો ભોક્તા ભોગ તજે તે અજબ ગણાય.— પુરા. ૫

**સાખી**—નેમીનાથ ઉપદેશથી, કૃષ્ણ વદે ઉદ્દગાર;
જે કોઈ સંયમ આદરે, ભક્તિ કરૂં ધરી પ્યાર.
એમ વિચારી પોતે ઢેલ પડાવી પૂરમાંરે,
જેથી ઉલટયા સંયમ રસિયા કંઈક સુજાણ—પુરા. ૬

**સાખી**—દ્વારિકામાં નવનવા, નિત નિત ઓચ્છવ થાય;
સઘળો ખર્ચ શ્રી કૃષ્ણજી, કરતા ઉલટ લાય.
ઘરના પૂત્ર અને પૂત્રીઓ પણ સંયમ લીએરે,
ઘરને પરની શોભા એક સરીખી થાય— પુરા. ૭

**સાખી**—ઘરના પરના કોઇને, રોકે નહિ તે રાય;
જિન સંયમ જસ મન વસ્યો, અનુમોદી મલકાય.
પોતે પાપ ઉદયથી સંયમ નવ સાધી શકેરે,
પણ તે અવર કોઇને કરે નહિ અંતરાય— પુરા. ૮

**સાખી**—એ રીતે આજે મળ્યા, ધર્મ રસીક નરનાર;
પ્રૌઢ સ્વરે ઉચ્ચારતા, શાસનનો જયકાર.
શાસન રક્ષક ધર્મ ધુરંધર રામ વિજય ગુરૂરે,
આપી રસિક દેશના ખીલવ્યો જૈન સમાજ.—પુરા. ૯

# દિક્ષા લેતી વખતનું ગીત.



સિદ્ધાચળ શીખરે દીવોરે—એદેશી.

તમે દિક્ષા લ્યો પુન્યશાળીરે,—શ્રીજિન શાસનના રસિયા.
લઈ પૂર્ણ બતાવો પાળીરે,—શ્રીજિન.
જિન આગમને અનુસરજોરે, શ્રીજિન.
ગુરૂ આજ્ઞા દિલમાં ધરજોરે, શ્રીજિન. ૧

મુનિ સૂત્ર અર્થ મુખ કરજોરે, શ્રીજિન.
જન પ્રતિબોધી ઉદ્ધરજોરે, શ્રીજિન.
દશ વિધ યતિ ધર્મ દીપાવીરે; શ્રીજિન.
તમે થાજો અચળ પ્રભાવીરે, શ્રીજિન. ૨

આ ભવ સાગરથી તરવારે, શ્રીજિન.
નર જન્મ કૃતારથ કરવારે, શ્રીજિન.
જગ ફૂંદે જે ન ફસાયરે, શ્રીજિન.
તસ આતમ સિદ્ધિ થાયરે, શ્રીજિન. ૩

તમે બાળવયે બહુ ક્રીધીરે, શ્રીજિન.
નિજ આતમ સત્તા લીધીરે, શ્રીજિન.
જે વિષય વિલાસી હોયરે, શ્રીજિન.
તે વૃદ્ધ છતા લઘુ જોયરે, શ્રીજિન. ૪

જે વિષય [illegible] મન વાળેરે, શ્રીજિન.
જે સંયમ ગુણ અજુવાળેરે, શ્રીજિન.
તે બાળક પંડિત તોલેરે, શ્રીજિન.
એમ શ્રી જિન આગમ બોલેરે, શ્રીજિન ૫
તમે પૂર્વ પુરૂષ સંભારીરે, શ્રીજિન.
ઉરમાં તસ ગુણ ઉતારીરે, શ્રીજિન.
જિન સંયમ જગ વિસ્તરજોરે, શ્રીજિન,
યશ ઉજવલ લક્ષ્મિ વરજોરે, શ્રીજિન. ૬
એ નમ્ર વિનંતિ અમારીરે, શ્રીજિન.
અમે આપ કને ઉચ્ચારીરે, શ્રીજિન.
ગુરૂ રામ વિજય ગુણ રાગીરે, શ્રીજિન.
તમે રસિક મુનિ વૈરાગીરે, શ્રીજિન. ૭



# શ્રીમદ્ રામવિજયજી મહારાજને વિનંતિની ગુંહળી.

સાહેબ શીવ વસીયા—એ દેશી.

શાસન રક્ષક મુનિવરારે, રામવિજય મહારાજ—
સાહેબ મન વસીયા.
પ્રેમવિજય ગુરૂ આશ્રયેરે, કીધાં ઉત્તમ કાજ—સાહેબ. ૧
જિન વચનામૃત વરસતાંરે, જેમ પુષ્કર વર મેહ—સાહેબ.
સીંચી જન મન ભૂમિકારે, દૂર કર્યા સંદેહ—સાહેબ. ૨
બોધિ બીજ વાવી ભલુંરે, ખીલવ્યા વ્રત અંકુર—સાહેબ.
અણુવ્રત મહાવ્રત આપીનેરે અરપ્યું આતમ નૂર—સાહેબ. ૩
મુખ્ય ધર્મ શ્રી જિન તણોરે, સંયમ શીવ દાતાર—સાહેબ.
દશ દિશ તેહ દીપાવીઓરે, શ્રીજિન શાસન સાર—સાહેબ ૪
તુમ ઉપદેશ વિના હવેરે, મન રંજન કેમ થાય—સાહેબ
વાત સુણી વિહારનીરે, એ પણ ના ખમાય—સાહેબ ૫
વાધ નહિ તટ ન્યાયથીરે, શ્રોતા મન મુંઝાય—સાહેબ
ક્યાં જઇ સાંભળશું હવેરે, મધુર વચન સુખદાય—સાહેબ ૬
જળ વિણ જેવી મચ્છીનીરે, આજ દશા અમ થાય—સાહેબ
'રસિક,' અર્જ સુણી આવજોરે, પાછા ઝટ મુનિરાય—સાહેબ ૭

# શ્રીમદ્ રામવિજયજી મહારાજના
# વિહારની ગુંહળી.



રહો રહોરે યાદવરાય દો ઘડીયા—એ દેશી

રહો રહોરે મુનિવર ગુણ દરિયા,
ગુણ દરિયા શમ રસ ભરીયા— રહો.
શ્રીમદ્ વિજયાનંદ સૂરિના,
વીર વિજય સંયમ ધરીયા— રહો. ૧

દાન સૂરિ તસ શિષ્યની પાસે,
પ્રેમ વિજય દિક્ષા વરીયા— રહો.
મુનિવર રામ વિજય વૈરાગી,
લઘુવયે ચારિત્ર આદરીયા— રહો. ૨

સૂત્ર સિદ્ધાંત જિનાગમ વાંચી,
ગુરૂગમ પામી સુખ કરીયાં—
એ અમૃતમય બોધ સુણાવી,
ભવિજન મન સંશય હરીયા— રહો. ૩

પથ્થર સરીખા કંઈક પલાળ્યા,
મિથ્યામતથી ઉદ્ધરીયા— રહો.

કંઈક હજુ બુઝશે તુજ વચને,
એમ ઘણા જન ઉચરીયા— રહો. ૪
પણ એ વાત વિહારના સુણતાં,
શોક સમુદ્ર વિષે ગરીયા— રહો.
'રસિક' નિરાશ કરી નવ જાશો.
ગુરૂ ગુણ ગંભીર સાગરીયા— રહો. ૫

